# રામચરિત્ર.

આવૃત્તિ ચોથી.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

મુંબઇ ગુજરાતી નાટક મંડળી.



મુંબઇ:

ધી રાઇઝીંગ સ્ટાર પ્રીંટીંગ પ્રેસના માલેક,

અલીભાઇ દાઉદખાન.

અબદુલકાદર ઇબ્રાહીમની કુંપની એ છાપ્યું

ઇસ્વી સન ૧૯૦૪—વિક્રમાર્ક સંવત ૧

કીંમત રૂ.

# નાટકનાં પાત્રો.

## પુરૂષ વર્ગ.

દશરથ..........અયોધ્યાના રાજા અને રામચંદ્રજીના પિતા.

સુમંત...........પ્રધાન.

વશિષ્ઠ............કુળ ગુરૂ.

વિશ્વામિત્ર........ઋષી.

રામ, લક્ષ્મણ, ભરત, સત્રુઘ્ન ... અયોધ્યાપતિ દશરથ રાયના કુમાર.

માંડળીક ................જનકરાયનો ખંડીયો રાજા.

જનક................મિથિલાપતિ, સીતાજીના પિતા, પૂર્ણ બ્રહ્મનિષ્ટ.

પરશુરામ........એકવીશ વાર નક્ષત્રી કરનાર અને જમદગ્નીના પુત્ર

હનુમાન..........રામનો પરમ ભક્ત શ્રેષ્ટ વાનર.

અંગદ............એક વાનર, વાળીનો પુત્રને રામ તરફથી રાવણને વિષ્ટીએ જનાર.

રાવણ...........લંકાનો રાજા દસમાથાવાળો.

ઈંદ્રજીત.........રાવણ કુમાર

કુંભકરણ, વિભિષણ ........રાવણનો ભાઇ.

## સ્ત્રી વર્ગ.

કૌશલ્યા..............રામની મા.

કૈકેયી ................ભરતની મા.

સુમિત્રા...............લક્ષ્મણને શત્રુઘ્નની મા.

..................કૈકેયીની દાસી.

........જનક કુમારી પાછળથી રામ પત્નિ. પાછળથી લક્ષ્મણની સ્ત્રી.

...જનકની ભત્રીજીઓ.

...ની બ્હેન.

પટરાણી.

દાસી, ઋષીમંડળ, ગોર બીજા

... રાક્ષસ સૈન્ય, ઇત્યાદિ.

# નાટકનો ટુંક સાર.

## અંક ૧ લો.

૧—અયોધ્યાપતિ દશરથરાયની દરબાર; તેમાં પ્રજાની સુખ શાન્તિ ઉપર કેટલું લક્ષ અપાય છે તે સંબંધી ચર્ચા, તેવામાં મહર્ષિ વિશ્વામિત્રનું આગમન; સુબાહુ અને મારિચાદિ રાક્ષસો યજ્ઞધ્વંશ કરે છે, તેનું રક્ષણ કરવા સારૂ વિશ્વામિત્રના અત્યાગ્રહથી રામને વિશ્વામિત્ર સાથે મોકલવાની દશરથરાયને ફરજ પડે છે.

૨—રાક્ષસોનો નાશ કરવા અર્થે વનમાં જાવું છે, તે માટે માતુશ્રી કૌશલ્યાની આજ્ઞા લેવા રામ લક્ષ્મણ સૈનિકના પોશાકમાં પ્રવેશે છે. માતૃસ્નેહ તેમ કરવા જતાં અટકાવે છે; પરંતુ ક્ષત્રીય ધર્મ માતુશ્રીને સમજાવી આશીર્વાદ સાથે મંજુરી મેળવે છે.

૩—મહર્ષિ વિશ્વમિત્રના આશ્રમમાં યજ્ઞની પૂર્ણાહુતીને વખતે યજ્ઞધ્વંશ કરવા સુબાહુ ને મારીચ નામના રાક્ષસો આવે છે, મલ્લ અખાડા માફક દ્વંદ્વયુદ્ધ થાય છે રાક્ષસો પડે છે

૪—સીતા સખીઓ સહીત દેવીનાં દર્શન કરવા જાય છે, સ્વયંવરમાં વરવા આવેલ માંડળીકનું ત્યાં આવવું થાતાં સીતા ઉપર અનુરક્ત થાય છે, સીતાની સખીઓ માંડળીકનું ઉપહાસ કરે છે અને પાછળથી સીતાનો રામ સાથે તારા મૈત્રિક પ્રેમ.

૫—સીતાનો ગોર સીતાની સખીઓ સાથે કરેલા સંકેત પ્રમાણે માંડલીક પાસે જુવાના વેષે સીતા પરણાવી દેવાની શરતે કેટલુંક ધન ધુતિ લે છે.

૬—સીતાની સખીઓ કૃત્રિમ સીતા સાથે માંડલીકને પરણાવી માંડલીકની મશ્કરી કરે છે. કૃત્રિમ સીતા માંડલીકને છેતરી ભાગી જાય છે.

૭—જાનકી સ્વયંવરઃ-શીવ ધનુષ્ય જે સજ્જ કરે તેને જાનકી આપવાની જનક વિદેહીની પ્રતિજ્ઞા, રાવણાદિ સર્વ રાજાઓ નિષ્ફળ થાય છે. રામચંદ્રજી ધનુષ્યના કટકા કરે છે. ધનુષ્ય ટંકારના પ્રતિ ધ્વનિથી ત્રિલોક સાક્ષી ઉઠે છે, જયઘોષ થાય છે ને સીતાજી વરમાળ

આરોપે છે. પરશુરામજી રૌદ્ર સ્વરૂપમાં એકાએક આવી ચડે છે. રામચંદ્રજી સાથે વાક્ યુદ્ધ, છેવટે પરશુરામના બાણને પ્રભુરામચંદ્ર તોડી નાંખે છે; રામાવતાર થયો જાણી પરશુરામજી મહેન્દ્ર પર્વતમાં તપ કરવા ચાલ્યા જાય છે.

---

## અંક ૨ જો.

૧—રામને રાજ્યાભિષેક કરી પોતે વાનપ્રસ્થાશ્રમી થવું એવો પોતાના મનનો વિચાર રાજસભામાં દશરથરાય જાહેર કરે છે, તે સર્વની સમ્મતી વચ્ચે પ્રાતઃકાળનો સમય રામરાજ્યાભિષેક માટે મુકરર થાયછે; તેજ સમયે કાળની ગહનગતિ અગોચર કાર્યમાં પ્રવર્તેછે.

૨—ઇર્ષ્યામયી મંથરાદાસી રામરાજ્યાભિષેકથી પોતાનું અનિષ્ટ ધારી, કૈકેયીને ભરમાવવા આવેછે, મહારાણી કૈકેયી ભરત અને રામને એકજઆંખથી જૂએછે રામ રાજ્યાભિષેકમા પોતાને પરમ સુખ માની વધામણી બદલ દાસીને ઉમદા ઇનામ આપવા તત્પર થાયછે, તે ન લેતાં દુષ્ટ દાસી તેનો તારસ્કાર કરી પોતાના પ્રપંચ લડાવે છે; મહારાણી ભરમાયછે. છેવટ ભરતને રાજ્ય ને રામને ચૌદવર્ષ વનવાસ, એ વચને મહારાજા પાસે સિદ્ધ કરાવવા નિર્ણયપર આવે છે.

૩—ક્રોધાગારમાં કૈકેયી સફેદ સાડીને વિખરાયલા વાળથી પડી છે, દશરથરાય પ્રવેશે છે. કામાંધ રાજા કૈકેયીની આ સ્થિતથી વિશેષ પ્રેમ ઘેલો થાય છે; સ્ત્રી વશ રાજા જે માગે તે આપવાને વચનથી બંધાઇ જાય છે; તુર્તજ રામને ચૌદ વર્ષ વનવાસ ને ભરતને રાજ્યાભિષેકની કૈકેયી માગણી કરે છે. સ્ત્રીની આવી અસહ્ય નીચતા જોઇ રાજાનાં પ્રેમાંધ પડળ ખસી જાય છે કૈકેયીનો સખ્ત રીતે તિરસ્કાર કરે છે, પણ વચન પાશથી બંધાયલો નૃપાત નિરૂપાય થાય છે; રામ લક્ષ્મણ પ્રવેશે છે, કૈકેયીને મોંએથી સર્વ હકીકત જાણી પીતાજીની અજ્ઞાનું પાલન કરવા રામ પોતે વનવાસ જવા તત્પર થાય છે, લક્ષ્મણ તથા સીતા, સ્નેહ સાંકળ અને કર્ત્તવ્ય ધર્મના પ્રબળ બંધનથી સાથે જવાની હઠ કરે છે, લાચારીએ રામ તે કબૂલ રાખે છે. એમના વિદાય થવા પછી તુર્ત્તજ સૂર્યવંશના વચન પાળક રાજા દશરથરાયનો પવિત્ર આત્મા રામસ્નેહમાં લીન થઇ ઉડી જાય છે.

૪ - મોસાળ માણસ તેડવા મોકલ્યા છતાં ભરત કેમ ન આવ્યો તે સંબંધી કૈકેયી વિચાર કરે છે, ભરત પ્રવેશે છે. સઘળી હકીકતથી વાકેફ થતાં ભરતનો અલૌકિક ભ્રાતૃભાવ ઉછળી આવેછે, માની નીચ સ્વાર્થ વૃત્તિથી માતૃસ્નેહ સ્થાન ભ્રષ્ટ થાય છે, ક્રોધાયમાન થઇ માનો નાશ કરવા જાય છે, તેજક્ષણે કૌસલ્યા આદી આવી ભરતને તેમ કરતાં અટકાવે છે.

૫—જે વનમાં રામચંદ્રનો વાસ છે ત્યાં ભરત મોટા સૈન્ય સાહિત આવેછે, લક્ષ્મણજીના મનમાં ખોટી શંકા ઉત્પન્ન થાય છે, રામ તેના મનનું સમાધાન કરે છે, ભરતજી આવી રાજ્ય સંભાળવા માટે બહુ બહુ વિનવે છે રામ તે કબૂલ કરતા નથી. અંતે અયોધ્યાની ગાદી ઉપર રામની પાદુકા રાજ્યાસનપર બિરાજે અને શત્રુઘ્ન રાજ્ય તંત્ર ચલાવે એવી ગોઠવણી નક્કી કરી ભરતજી પોતે નંદીગ્રામમાં રહી રામ ભજન કરવાના દ્રઢ નિશ્ચયપર આવે છે.

૬—સુર્પણખા રામચંદ્રજીને પરણવા આવે છે, લક્ષ્મણજી તેના નાક કાનનું છેદન કરી વિરૂપ બનાવેછે.

૭—પોતાની બ્હેનને વિરૂપ કરી; તથા સ્વયંવરમાંથી સીતા પોતાને મળી શકી નથી જેથી પોતાના મામા મારિચને સૂવર્ણ મૃગ બની, રામને છેતરવાની યુક્તિ કરવાની રાવણ આજ્ઞા કરે છે.

૮—સુવર્ણ મૃગ જોઇ સીતાજીને તેની ત્વચાની કાંચળી પહેરવાની અભિલાષા ઉત્પન્ન થાય છે, સ્ત્રી હઠ પોતાની અસલસ્થીતિએ પહોંચે છે. લાચારીએ રામચંદ્રજી, લક્ષ્મણના રક્ષણમાં સીતાજીને સોંપી મૃગને મારવા જાય છે. મૃગ પડતાં "હા લક્ષ્મણ! હા સીતા!" એ શબ્દથી સંબોધે છે. સીતાજી પોતાના પતિનું અમંગળ થએલું સમજી, કઠોર વચનના કારી ઘાથી લક્ષ્મણનું હૃદય વીંધી, રામની મદદે મોકલે છે, પાછળથી યોગીના વેષમાં રાવણ સીતાનું હરણ કરી જાય છે. રસ્તામાં જટાયુનો નાશ કરે છે.

---

## અંક ૩ જો.

૧—અશોક વનમાં સીતાજી રામ વિયોગથી ઝુરે છે, તેવામાં શોધમાં નીકળેલ હનુમાનજી ત્યાં આવી ચડે છે, રામચંદ્રજીની મુદ્રિકા આપી રામનો દૂત છું એમ સીતાજીની ખાતરી કરી આપે છે.

પોતાનું નેપુર આપી હનુમાનજી સાથે પોતાની વ્હારે વગર વિલંબે આવવાનો રઘુવીરને સંદેશો કહાવેછે, હનુમાન અશોકવનનો નાશ કરેછે.

૨—જામ્બુ માલી અને અક્ષકુમાર સરખા પોતાના પુત્રો તથા બીજા ઘણા સુભટોનો નાશ કર્યો તેમજ અશોક વનનું નિકંદન કર્યું, તે કારણથી શીક્ષા બદલ હનુમાનનું પૂછડું સળગાવવાની રાવણની આજ્ઞા થાય છે. પરિણામે સમગ્ર લંકાનું દહન થઇ જાય છે.

૩—લંકાને બળતી જોવા અરિસ્ટ પર્વતપર હનુમાન જાય છે, તેવામાં સુર્પણખા હનુમાનને વરવા આવેછે, હનુમાન તેને બનાવે છે.

૪—રાવણ મંદોદરી સંવાદ-સીતાજી પોતાને વશ થાય એવા ઉપાય યોજવા રાવણ મંદોદરીને સીતા સમીપ મોકલે છે.

૫—રાવણની દરબાર-રામચંદ્રજી તરફથી વિષ્ટી કરવા સારૂ અંગદ આવ્યો છે પરંતુ વિશેષ વિરોધ ઉત્પન્ન થાય છે.

૬—પતિ આજ્ઞાનું પાલન કરવા મંદોદરી સીતાજીને પાતિવ્રતથી ચળાવવા ઘણું મથન કરેછે પરંતુ પતિપરાયણા સીતાજીની અપૂર્વ ભક્તિ જોઇ તેને ધન્યવાદ આપી મંદોદરી પોતાને સ્થાને પાછી જાય છે.

૭—રામ રાવણની લડાઇ; રાવણ પડેછે,

૮—ઘણા દિવસની વિયોગી સીતા આશા ભેર રામને ભેટવા જાય છે. રામ તેને શંકાની નજરથી જોઇ દૂર રહેવા ઇશારો કરે છે. પતિવ્રતાના અંતર દુઃખની અવધિ; જનક તનયા અગ્નિમાં તવાઇ શુદ્ધ થઇ નીકળે છે, આકાશે જયનાદ, રામસીતા પ્રેમથી ભેટે છે.

૯—ચૌદ વર્ષ પુરાં થયાં છતાં પ્રભુ રામચંદ્ર ન આવ્યા તે ચિંતવન કરતા ભરતજી અગ્નિ પ્રવેશ કરે છે. તેજ ક્ષણે રામચંદ્ર આદી સર્વ આવી પહોંચે છે, ભરતને અટકાવે છે, સર્વ આનંદ પામે છે ને અયોધ્યા તરફ વિદાય થાય છે.

૧૦—કૈકેયી પોતાની કરણીનો પસ્તાવો કરેછે, કૌશલ્યાજી સમજાવે છે તેવામાં રામચંદ્રજી અયોધ્યામાં પધાર્યાની સુમંત-પ્રધાન વધામણી આપે છે આનંદ આનંદ સર્વત્ર વ્યાપી રહે છે.

૧૧—રામરાજ્યાભિષેક; વસિષ્ટનો આશીર્વાદ, વારાંગનાનો નાચ.

# રામચરિત્ર.

## અંક ૧ લો.

૧

સર્વે—રહો અજર અમર રાજ સદા,
ઇક્ષ્વાકુ કુલભાણુ, અનાથના આરામનું થાઓ કલ્યાણ
શત્રુ ગુણ ગાઓ હરનીશ શરણે આવી ચરણ
સેવતાં તુજ વેઠી વીર ધા; અજર૦
થાઓ તુજ જગ મહીં જય જય જય
કરી સુકામો, સુજશ, પામો, હરી રૈયત વ્યથા. શત્રુ૦

વશિષ્ઠ— ૨

રવી કિર્ત્તિતણો તપજો,
તારો ભૂમિ સ્વર્ગ પાતાળ,
સદાએ શ્રી અયોધ્યા ભૂપાત રવી૦
અષ્ટ સિધ્ધી નવનિધીથકી,
ભર્યા રહો ભંડાર.
દયાતણો જળહળજો દીવો,
અખંડ દિલ દરબાર, સદાએ૦

દશરથ— ૩

પડે ના પતિજ પડે ના કંઇ સમજ હારે.
મહેલ મુકી નહિ બહાર જનારાં,
શું કરશે ત્યાં બાળ બિચારાં;
ન માને ન માને મન એ મધુરાં તજવાંરે; પડેના૦

દશરથ— ૪

સુખરૂપ થાએ આશીષ મુની,
એજ આશીર્વાદ;
બાળ અરી સંહાર કરતાં,

માળ જયકર થાઓ જો,
તમુને તમુને ગરવનાદ સરત આજ
હરી કરજો કાજ,
જે કળા લડાઈની ક્ષાત્ર કુલ દીપાઓ જાઓ.
એજ આશીરવાદ, સુખ૦

સાખી.

જયકર થઇ જયવરવરી. વેગે વળો જયવાન,
રૂષી મુની આશીષ પામીને, દીપાવો કુળવાન. સુખ૦

રામ-લક્ષ્મણ ૫

પિતુ આપતણે આશિરવચને
ત્રિભુવનમાં ભય ન કશો અમને;
પિતુ હુકમથી શોષું હું સાગરને,
પિતુ હુકમથી બાંધું પવન ધરને,
શુર અસુરને ચૂર કરૂં
હોય તાતનો હુકમ જો બાળકને, પીતુ

કૌશલ્યા— ૬

કાળજડું કંપે શાને આજ મારૂં ?
ભવિષ્ય શું ભાખે કાંઇ નઠારૂં રે; કાળજ૦
મહારાજે ના હજુઓ દરશન દીધાં,
લક્ષ્મણને રામનાં મીઠડાં ન લીધાં,
વિચારે ચડી, જડે નહીં બારૂંરે, કાળજ૦
અરજ અવિનાશ આ અંતર ધરજો,
સંકટ મુજ સ્વામી તણાં સૌ હરજો;
બીરદ દીનબંધુ સાચવજો તમારૂંરે; કાળજ૦

રામ-લક્ષ્મણ — ૭

આશોરે માતા મ્હારી તારો મન મર્મ,
શું કહેરે તજી દેવા ક્ષત્રી કેરો ધર્મ ?
જરા વિચાર કે શાંછે આપણુ કૂળકર્મ ?
લઉં કહે કેમ પર્મ કુળ પર શર્મ, બની જઇ આમ નર્મ ? આશો૦

શસ્ત્ર અધિકાર સોંપ્યો શા કાજેમા?
બીરૂ થઇ બેશી રહેવાયો તું લાજેમા;
નિઃશંક વિજય કેરાં વાદ્ય વાજેમા,
છોડી દેને ભય ભર્મ; આશો૦

**કૌશલ્યા—** ૮

ભલે જાઓ સિધારો મારાં બાળ,

**રામ-લક્ષ્મણ**—માજી ના દુઃખ દિલ ધારોરે,
બાળપણ જાણો શત્રુકાળ;

**રામ—** રણભુમી રંગી માતા રાક્ષસ રૂધિર થકી,

**લક્ષ્મણ—** પ્રગટે મા પાસાંનો પ્રતાપ,

**કૌશલ્યા—** થાઓ બસ જય જય જય જય જયરે, બાળ૦

**રામ—** દળી દળ દુશ્મન કેરૂં, દુનીયામાં છાપીશું મા,

**લક્ષ્મણ—** દેવ દશરથ કેરી છાપ,

**કૌશલ્યા—** થાઓ બસ જય જય જય જય જયરે, બા૦
વ્હેલા વ્હેલા વળજો વ્હાલા! વિજયની માળાધારી
જપું છું વિજય જપ જાપ,
થાઓ બસ જય જય જય જય જયરે, બાળ૦

**સીતા સખીઓ** ૯

ચાલો ચાલોરે સાહેલીમા ભવાનીને ભૂવન,
સ્નેહે સેવો શકિત શરણ, માનાં ચરણ, ભવજળતરણ, ચાલો૦
મીઠી નજર માની કેવી કલ્યાણ કારી,
પતીત પાવન, અધ્ધમ ઉધ્ધારન ભયહરન, જયકરન, ચાલો૦

**૧, સખી**—અધીરાઇ જાણી શાણી છાનીના સફાઇકર,

**સીતા**—ઠઠ્ઠામાં ન તું ઉતર

**૧, સખી**—કહું છું હું ન્યાયસર.

**૨ સખી**—નશરમા,

**૩, સખી**—નભરમા, હોય એમજ સઉ ઘરમાં

**સીતા**—જારે જારે જા છટ્

**૪, થી**—કર ન કટ કટ નફટ ૫ટ છે શરમ ૯. ચાલો૦

માંડલીક— ૧૦

હા હા હા લગની લગાવી,
લગની લગાવી સાન ભાન સઉ ભુલાવી; હા હા૦
કોમળ ગાલ ગુલાબી ઉપર, જાદુઇ ભુરકી જમાવી;
મંદ મંદ હસી મધુ મુખીએ હા મુજપર તે અજમાવી. હા૦
જાણે મારણ, જાણે વાલણ, કરે ઔષધ એ આવી,
તોજ મને આરામ થશે, તે વૈદ કન્યા દે લાવી. હા હા૦

સીતા— ૧૧

સખીરી ગયો ક્યાં એ શિકારી,
અલબેલો એ, ગયો છેલો, મોહ બાણુમારી; સખી૦
સખી—શું શુધ્ધિ શરીરની વિસારી,
સીતા—હાય મારી કાળજડે નયન કટારી, અલબેલો૦
હું ભુલી ભરોમે બિચારી,
સખી—કરી લેને કેદ બ્હેની કંઠ માળધારી,
સીતા—જાદુગારો એ, ધુતારો મોહબાણુ મારી. સખી૦

સાથી— ૧૨

હો દેવીરે ઉગમણા ગોખવાળી ઘટઘટ વ્યાપો હોમા ઘટઘટ વ્યાપો
હો દેવીરે આથમણા બારવાળી, ,,
હો દેવીરે સિંહની સ્વારીવાળી, ,,
હો દેવીરે પાવા ગઢની રખવાળી, ,,

* * * *

હો દેવીરે ઉગમણા ગોખવાળી, સ્થાને સીધારો હોમા સ્થાને સીધારો
હો દેવી રે આથમણા બારવાળી ,,
હો દેવી રે સિંહની સ્વારી વાળી ,,
હો દેવી રે પાવાગઢની રખવાળી ,,

સખી— ૧૩

ચાલો ચાલો સીતાબાઇ ચાલોરે. (૨)
ચાલો ચાલોને રંગ મ્હેલ મ્હાલોરે (૨)

ભણુપતિઓ—ગણુપત ભાઇ

**બધી**—વાહવાહ.
**ગણુપતીઓ**—બન્યા સીતાબાઇ.
**બધી**—હા હા.
**ગણુપતીઓ**—જો જો ચતુરાઇ,
**બધી**—વાહ વાહ,
**ગણુપતીઓ**—ઠીક થઇ સગાઈ,
**બધી**—હા હા હા.
**ગોર**—મારો ગણુપતિયો છે વહાલોરે. ચાલો૦

**બધી**— **૧૪**

હાલો હાલો હાથણુંલી શણુગારોરે,
સીતા બાઇને સાસરે વળાવોરે;
લાડી મારી લાખેણી લ્હાણું લેશેરે,
માંડળીક રાયને સુખ બહુ દેશે રે,
જોડી તો જામી છે બન્ને એવી રે,
ન ભુતો ન ભવિષ્યતી જેવીરે.

**ગણુપતીઓ**— **૧૫**

અલબેલાજી અ.ળ નહીં કરો લગાર,
**માંડળીક**—નથા હઠીલી, રસીલી, તું નાર.
**ગણુપતીઓ**—છોડો ઘેલા વિચાર,
**માંડળીક**—દેતું ચુમી રસાળ,
**ગણુપતીઓ**—કહીએ કેવો આ પ્યાર,
**માંડળીક**—દાખવ પ્યારી દીદાર,
**ગણુપતીઓ**—મીઠું મીઠું બોલીને, ભરમાવી ભોળીને
ફંદે ફસાવીને, સતાવો આવીને,
**માંડળીક**—રે પ્રેમપાણી, વ્હાલ આણી, પાપા દીલદાર. અલ૦

**ગણુપતીઓ**— **૧૬**

અરે વાહરે વાહ નાથ મારા રસીઆ રંગીલા સ્વામીરે,
રંગ રંગીલા સ્વામીરે, છેલ છબીલા સ્વામીરે; અરે૦
**માંડળીક**—પ્રેમ સુધારસ પાઓ સીતાજી, અધીર મન અકળાય,
**ગણુપતીઓ**—લટકાળા, મટકાળા, રઢીઆળા, મણીમાળા

આંકણીક—મળ્યાં ઉત્તમ મને જનકની બાળા, આપી વાળી રે;

નાચ.

વારાંગના—

* * *

* * *

જનક —

૧૭

આશ બાંધી અરે શું વિચારી દિલે,
ચાપ આરોપણે પણ મેં લીધું;
ક્ષાત્ર કૂળ નષ્ટ કે સમયનો ફેર છે,
હાય મેં આ અરે સાહસ કીધું;
પુત્રી દઇ ઇશ્વરે સુખ બક્ષે મને,
આજ અતિશે અહીં દુઃખ દીધું.
નિરવીરી હોય જ્યાં આ ભુમિતળ પછી,
કાર્ય થાએ કહો કેમ સીધું ? આશ૦

લક્ષ્મણ—

૧૮

વહોરે વિચારી વહોરે વિચારી,
જનક વિવેકી વહોરે વિચારી,
કંઇક રાજ રતન, વીર ક્ષત્રાણી તન,
બેઠા અતુલ બળધારી, જનક૦
કહો તો સૂરજ ચંદ્ર ચાંપી ચુરા કરૂં,
ચાપ બીચારી શી તમારી જનક૦
કહો તો ત્રિલોક એક પલકમાં તોડું
ઉચરો શું થઇ અહંકારીઃ જનક૦

સ્ત્રીઓ—

૧૯

મંડપ સુંદર છે રચ્યો જ્યાં, બિરાજ્યા અનેકજ રાય,
શોભા શીપેર વરણવું, એક મૂખથી નાજ કહેવાય;
બ્હેન સીતાના મનમહીં, આજ હરખ કંઇ ન સમાય,
પુત્રી વિવાહના ઉલ્લાસમાં, શીરધ્વજ અતિ હરખાય,

મીથીલા નગરી મહીંવળી, ઘેર ઘેર ઓચ્છવ થાય,
આનંદે પરણાવશે, આજે જનકરાય સીતાય.

જનક— ૨૦

સીતા રામચરણુમાં સોંપી, ઊર્મિલા લક્ષ્મણને,
માંડવી ભરત સંગાત વરાવી, સુકિર્તિ શત્રુઘનને,

સર્વે—જોડી અખંડ રહો, જય જય જય રઘુવીર કહો.

વારાંગનાઓ— ૨૧

આજ આનંદ આનંદ વરતાવો,
રામ સીતાનાં લગન વધાવો;
છનનનનનનન નાચો ગઓ; આજ૦
જોડીઆ અખંડ જગ જામોરે,
સુખરૂપ હો સસાર, વિભુ વિપત્તિ વિરામો.
પ.મો પુત્ર પરિવાર, વિભુ વિપત્તિ વિરામો.
કરજો અનેક સુકામોરે, વધો કિર્તિ અપાર
શત્રુ સૌ શિર નામો, થ.ઓ જય જયકાર, વિભુ૦

કલાવતની— ૨૨

બંગાલેકી સએરકાં હાં લેચલો,
મેરે પ્યારે દીલજાન, મેરે ન્યારે દીલજાન
દીલજાનાં દીલજાન, અગરઠ અગરઠ બં૦
હાંજીહાં સએર કરેં, ચલો મેરે સાથ,
શાદા અબાદી જરાદીજીયે યે હાથ
અગરઠ અગરઠ બં૦
હાંસહેલી દેખો, ભાગ જાતા યે નાદાન,
આવ ઇસકો સીધા કરેં, બંધ કર જબાન,
અગરઠ અગરઠ બં૦

સર્વે— ૨૩

એકદમ આ ગગન ઘમ ઘોર શો !
ઉત્પાત દીસે કંઇ અજબ, શું થશે ગજબ,
મન ભડકે, દીસે કાળરૂપ ગતિ

ન પવન, નીરજન, ગાજેવન અધર ધન,
ભૂમિ કામ્પ સમો શોર શું ? એકદમ૦

સર્વે— ૨૪

રે જોગધારી આશી નીતી તમારી
રહો મદમા; રીરે રૂષીજી રહો મદમા, રીરે
મુકી શુણી શું છે મરજાદા, કહો નદમાં, નીરે ? રૂષી૦
ત્યાગી વૈરાગીને જીણું ત્રંબકની, પડી તમા. શીરે ! રૂષી૦

## અંક ૨ જો

વારાંગનાઓ— ૨૫

રસિકવર જાઓરે, નયણાં નિર્લજ થઇશું નચાવો; રસિક૦
હું અબળા એકલડી આહીં, પ્યારા શું પાલવડો સાહી.
ઉભા અંડગો લગાવી, લાલ લજાઓરે, રસિક૦

* * * * *

નયણમાંથી ઝળકે પ્રીતી, ક્રોધ તણી આ કયાંની રીતી,
ભાવ પછીશી ભીતી, આવો આવોરે, રસિક૦

કૈકેયી— ૨૬

આભાર હું શી રીતથી ગાળું વિભૂ તારો,
ઉદય ભાગ્ય કેરો કીધો પૂર્ણ તેં મારો
અયોધ્યાના નરવરની માનીતી થઇ હું,
પડયો બોલ પૂરે પતિ, મિથ્યા ન જનારો, ઉદય૦
શત્ર સઉ સંહારી રાખી, અચળ રાજ તાજ,
કુશલ રાખ કંથ મૂજ, કોડ પૂરનારો. ઉદય૦

મંથરા— ૨૭

હા સુખ રંગમાં વસી ઉમંગમાં,
માનીતી દાસી મ્હારાણીની મ્હાલ,
માથું નમાવે, આજ્ઞા સૌ ઉઠાવે,
આપશે ખમ્મા ખમ્મા કરી માન,
ન્યારા ન્યારા વૈભવ વિલાસી રંક દાસી થઇ,
નશીબ ખુલ્યાં આજ થઇ ગઇ નિહાલ; હા૦

દશરથ— ૨૮

સૂતી સુવાળી સેજ કૈકે કાં તજી દઇ
વહેતી નદી તુજ સ્નેહની, સૂકાઇ કાં ગઇ?
સારૂં કર્યું હોય સુંદરી, કોઇએ, કદાપિ તૂજ,
સંતોષુ લે મૂજ સર્વ તન મન ધન દઇ દઇ સૂતી૦
અપરાધ શું અલબેલડી, કંઇ હું અજાણથી થયો
કર માફ તું મધુરી! બોલ અબોલ કાં રહી? સૂતી૦

કૈકેયી— ૨૯

કાંઇ ભર્ત તણી ભાળ પ્રભુ કેમ ન આવી?
વિતર્ક તર્ક થઇ અનેક મનદે મુઝની; કાંઇ૦
રોકયો છુપાવી છળથી રામ લક્ષ્મણે હશે,
લીધો સાથ કે શું ભોળવી ભભૂત ભુંસાવી; કાંઇ૦
મૂકી ગયા છે નાથ બોથ એક એ હવે,
લેજો પ્રપંચથી પ્રભુ એ બાળ બચાવી; કાંઇ૦

સર્વે— ૩૦

હાં હાં હાં કુમાર હાં ધીર ધાર,
નકર માતા ઉપર તું પ્રહાર;
સાહસ આ થાએછે નીરધાર,
સમજુ થા હવે શાન્ત લગાર; હાં હાં૦

ભરત—મારા પ્રભુજીનો કરે જે ખાર,
કરૂં કેમ નહિ તેને હું ઠાર;

સર્વે—રહેવાદે રહેવાદે સમજી સાર,
માત હત્યાનું પાપ વિચાર. હાં હાં૦

સીતા— ૩૧

કૃતિ કાળ કારીગર કુશળની, કોઈ કેમ કળી શકે!
તાણા ગણે વાણો વણે, નાંખે અવળી બહુ આંટીઓ,
પટ રંગ બદલે પળ પળે, જન દ્રષ્ટી નબળી કયાં ટકે? કૃતિ૦
લાલચ મહીં લપટાવીને, ભરમાવી ભાન ભૂલાવીને,
કરી ખેલ ખડ ખડ તે હસે, મદપ્યાલુંપી મદથી છકે, કૃતિ૦

**લક્ષ્મણ—** ૩૨

હજી અમને, સતાવીને, નથી નીરાંતે એ રહેતો,
બતાવી દઉં, હવે હું જોર, કદી આ રામ, જો કહેતો;
રહ્યો છુ ધીર, ધારી હુ, દુઃખો જંગલનાં અહીં સહેતો.
મરૂં છું હું, બળું છું હું, ક્રોધાગ્નિનો ઝરો વહેતો.

**રામ-લક્ષ્મણ-સીતા—** ૩૩

આમ પરહરીને દીન બાળ બિચારાં,
તાત કયે પથ પધાર્યા;
જીવથી ઝાઝાં જાણી કરીને, પ્હેલાં વ્હાલ વધાર્યાં,
વિયોગનું વિષપાઇ પછીથી, વણ મ્હોતે કાં માર્યાં! ઓતાત૦
આજ સુધી રહી છત્ર રૂપે, જગ તાપથી બાળ ઉગાર્યાં,
છેવટમાં દઇ છેહકાં અગ્નિ, ભડ ભડતામાં ભર્યાં; ઓતાત૦
ભોગવવા સુખ સ્વર્ગતણાં, શીર છત્ર તમો તો સિધાર્યા,
વાર્યા નહિ અવળી વેળાએ, ભાગ્ય ભુંડાં અમ હાર્યાં! ઓતાત૦

**ભરત—** ૩૪

જીવને તજીને હો ભાઇ કયાં દેહ જાએ?
**રામ**— આવ્યો વખત વેઠી લેવો શીર, ધારતું મનમાં ધીર,
**ભરત**—ઔષધામા આ તીર મારોમાં,
ચર ચર ચીતડું વધારે આ ચીરાએ; જીવને૦
**સીતા**—વિયોગ આ કંઇ સદા નથી સ્થીર, કાલે વળી શું વીર.
**રામ**— ડાહ્યા થઇ ભર નેણે નીરના,
**લક્ષ્મણ**—હર હર ભજો જેથી સઉ શુભ થાએ. જીવને૦

**સુર્પણખા—** ૩૫

વારી વારી જાઉં પ્યારા વારીરે, વ્હાલા થાઉં બલીહારી,
**સુર્પણખા**—આવી રૂપાળી હશે નહિ ભાળી,
**સીતા**—રંભાથી ભારી જોઇ નારીરે
**લક્ષ્મણ**—સુંદર સુંદરીની ભારી ખુમારી.
**સીતા**—ઝટપટ પોંખી લીયો, સારા, અનોખી લીયો,

સુર્પંણુખા—પરણોજી પ્રીતશું, રે'શું, રંગ રીત શું,
રામ—દૂર દૂર દૂર.
સુર્પંણુખા—જો જો મારી પ્રીશીયારી વારી વારી
ત્રણે— ૩૬

અરે વારે રંગ છે તને લગન કરો.
સુર્પંણુખા— વાહવા વાહવાહ હાહાહા હાહાહાહા; અરે૦
ખુશી થાઓ મચાઓ ધુમ ધુમ ધુમ;
ત્રણે—નાચો ગાઓ સુર્પણખાજી છુમ છુમ છુમ
સુર્પંણુખા—આવો આવોને લાવું છું હું કુમ કુમ કુમ,
રામ—જો જે ચૂકતો તેને મૂકતો,
સુર્પંણુખા—નાક કાપ્યું, દુઃખ આપ્યું અરરર હાય મારૂં નખોદતે
વાળી નાંખ્યું.
ત્રણે—તારૂં આતો સારૂં સગપણ રાખ્યું ચૂપ; અરે૦
રાવણ— ૩૭

નાશ હું નિઃશંક કરૂં, તુજ નાશ હું નિઃશંક,
સકળ જગતને થરથરાવું, વાળું આડો અંક, નાશ૦
જાણુ જાનકી જોર જૂલમથી, લુટી લાવું લંક,
મારી તુજને વેરવાળી. દઉં વિજયના ડંક,
બાળી ભસ્મ ત્રિલોક કરી દઉં, છોડું જો એક ડંક.
વીર રાવણ રાડ પડી ત્યાં, રામ કોણ છે રંક. નાશ૦

સીતા ૩૮.

મારા પ્યારા મારા પ્યારા મારા પ્યારા,
મને છે શરણ આપનું, મારી આંખોનાં તારા,
સુખ સંયોગે માનું, દુઃખ હું વિયોગે
રામ તમારી હું, અપરાધી દારા; મનેછે૦
જંગલ મંગલ સુખરૂપ મને ભાસે,
નીરખું દ્રષ્ટીથી અમીવરા; મનેછે૦

સીતા— ૩૯

જોયો જોયો તમારો સ્નેહ ન ચલાવો ચતુરાઇ,
સમાઇ ભુરાઇ છવાઇ છુપાઇ, અપાઇ થઇ દુઃખદાઇ, જોયો૦
માગ્યું સહજ મેં કાંચળીનું કાપડું એટલી ન આશા પુરાઇ

રામ—આ માન કરમાં, તું ક્લેશ ધરમાં,
જઇને નગરમાં, કરૂં એ થકી સવાઈ — જોયો૦

સીતા— ૪૦

વિભુજી બચાવોરે દીન બાળા, પ્રભુજી બુઝાવોરે મેન જ્વાળા૦
ફરી ફરી હઠમેં નાથ ફસાવ્યા, આવેછે શોક ઉછાળા; વિ૦
લળી લળી વિનવું પાલવ પાથરી. વ્હારેધા વૈકુંઠવાળા; વિ૦

---

## અંક ૩ જો.

સીતા— ૪૧

હા હવે હદ થઇ મ્હારાજ હાથ ગ્રહો નીરે હેતથી,
કહેતા હતા કોડથી પ્રાણુના પ્રાણુછો,
ક્યાં ગયાં વચન વિદ્યા શીરતાજ; હાથ૦
ઝુરી મરીશું આમ શું, હરી અમે અહીં,
હો પ્રભુ ક્રુર થયા કેમ આજ; હાથ૦
વાંક મારો કંઇ હોય તો વ્હાલા ક્ષમા કરી,
હો હરી તોડો ન પ્રીતીની પાજ, હાથ૦

હનુમાન— ૪૨

જય જય રામચંદ્ર રઘુવીર,
અનેક રાક્ષસ ભડ ભાંજ્યા તે રણુ ગાજ્યા રણુધીર; જય૦
સુર્પણુખાને વિરૂપ કીધી તે વીર લક્ષ્મણુના વીર; જય૦
શીવ ત્રબક એક પળમાં તોડ્યું તે કૌશલ્યાના હીર,
ભકત વત્સલ સ્વામી સીતાપતિ, સુંદર સ્યામ શરીર; જય૦

સીતા— ૪૩

વ્હારે ચડો વેગે નાથ દાસીનો, વ્હારે ચડો વેગે નાથ;
રટેછે વૈદેહી દીન નાથ. દાસી૦
હદ થઇ હવે જાય સહી નહિ, જાલમની જુલમાત; રટેછે.

વાર થઇ હવે વ્હાર થતાં તો, થાશે સીતા તણી ઘાત,
વાત તણો પણ વખ્ત ન ગાળતાં સત્વર ઝાલો હાથ; રટેછે.

શાવણ —

## ૪૪

જાણી હું જંગલી કોપ મારી રહ્યો, જોકે તેં લંકમાં પાય દીધો,
હનુમાન–કોણ પરવા કરે રાવણા કે મને, તેં જે મુજને અહીં કેદ કીધો;
તો હવે ચાખતું સ્વાદ મુજ હાથનો, પહોંચ પરલોકમાં સદ્ય સીધો,
શાવણ—વેલબસ વંઠી હવે જાણ તુંજ વાંદરા, કાળનો ફાળ
ભરી કેડ લીધો. જા૦

શાવણ—

## ૪૫

કપટી કાળું મુખ લઇ જા.
બંધુ દ્રોહી બની બ્હીકણજા, શત્રુ શરણ સહા; કપટી૦
રણ ભૂમિ મહીં રહી લંગુરસંગ, સહન કર મુજઘા; કપટી૦

## ૪૬

સુર્પણખા—બનું તારે કાજે હું વાંદરી,
હનુમાન—હુક.
સુર્પણખા—ડાળે ઝાડે કુદી ફરી,
હનુમાન—હુક.
સુર્પણખા—ઠરૂં જાણે હું વાંદરી ખરી.
હનુમાન—હુક હુક હુક હુક હુક.
સુર્પણખા—કરી લાંબી પૂછડી પાસરી
હનુમાન—હુક.
સુપણખા—ઉડું તને લઇને ઉંચી જરી.
હનુમાન—હુક.
સુર્પણખા—કુદું તારી પેઠે ફરી ફરી.
હનુમાન—હુક.
સુર્પણખા—હુક
હનુમાન—હુક.
સુર્પણખા—હુક.
હનુમાન—હુક.

**સુર્પણખા—** ૪૭

ચાલો ચાલો મારે સંગ મ્હાલો,
મારે ખાટલે બેસાડું, મારે પાટલે નવાડું,
સારે કોળીએ જમાડું, પ્યારે રોજ હું રમાડું, ચાલો૦

**હનુમાન**— અરે મારો પલ્લો તું છોડને
પ્રીત બીજા સંગાતે જોડને,
**સુર્પણખા**—ઓવારી, હું હારી,
**હનુમાન**—ધુતારી ઠગારી,
**સુર્પણખા**—છું પ્યારી,
**હનુમાન**—હુકચી હુકચી હુકચી. ચાલો૦

**મંદોદરી**— ૪૮

નાથ અરજ આ સ્વિકારી, મુકો વાત વિસારી,
રાક્ષસ કૂળનો ઘાણ નીકળતાં, થાશે અતિશે ખુવારી,
ચેતો ચેતો ચેતો, હજી પણ ચેતો,
પસ્તાશો પછી ભારી, નથી નાથ અન્યજ બારી. નાથ૦
એ સીતા નહિ સુખ રૂપ માનો, સમજો દુઃખ રૂપ ભારી,
ચતુર શીરોમણી શું કહું ઝાઝું, છું અબળા હું નારી,
શરણ છું પ્રાણ તમારી. નાથ૦

**મંદોદરી**-- ૪૯

દુઃખ ભરી આશી ફરજ પડી માથે
ફરમાવ્યું શું કરવા નાથે; દુખ૦
સતીને અસતી થાવા કહેલું,
વીષ પ્યાલું ભરી પીયુને દેવું;
કરવા કુળક્ષય હાથે, દુઃખ૦
ભાવી કેમ શકાયે ભેદી;
કર્મની રેખા જાય ન છેદી;
સઉ બળવાનો સાથે દુઃખ૦

અંગદ--　　　　૫૦

લંકાપતિ રાવણુ મહાબળ, સકળ રાક્ષસ કુળપતિ,
નિજ રાજ્ય ધર્મ ભુલી ગયો; યતિ વેશથી છેતરી સતી,
લડવા તણો ડરભય ગણ્યો, અન્યાયથી ચોરી કરી,
અનુચિત થયું સુધારશે, સતી દેવીને સોંપા ફરી.

૫૧

રાવણ--લંગુર બસજા કરના બકવા,
અંગદ--કહું સઉ તુજ હીત સારૂ;
રાવણ--વારૂ વારૂ શીખ સમજ્યો સઉ
　　રામ પલક માંહીં મારૂં,　　　　લંગુર.
અંગદ--મારજે માખીં મારજે મચ્છર,
　　રામ હસ્તક છે મરણુ તારૂં.
રાવણ--સારૂં સારૂં જો જા રણુમાં
અંગદ--કેવું ગુમાન હું ઉતારૂં　　　　લંગુર.

સીતા　　　　૫૨

રઘુવર! આતે તમારી શી પ્રીત?
વ્હાલીને ગયા છો રે શું વીસરીરે હાય;
રઘુવર રઘુવર! રટું પ્રિય નીત,
છતાં રે છબીલા રાખો કાં પરીરે હાય
રઘુવર કહેતા હતા છો અજીત,
બેઠા કાં રહ્યા છો બાહુ બંધ ધરીરે હાય!
રઘુવર! હવે તો બનીછું ભય ભીત,
પ્રાણુ આ પીયુજી જાશે નીસરીરે હાય!

સીતા--　　　　૫૩

મુજ નાથનો હાથ તું ધરજે, સખત વખતમાં વ્હારે વિચરજે
ભકત ભીડ હરી હરજે,　　　　મુજ૦
વીનવી વિનવી વીભુ! માંગું એજ વર
વિજયવંત મુજ કરજે,　　　　મુજ૦

રામસૈન્ય— ૫૪

કરી તૈયારી, રાક્ષસ ખ્વારી, કરીએ ભારી, ઝટ ઝટ ઝટ.
કરી હુશીઆરી, હિમ્મતધારી, દુશ્મન મારી, પટ ઝટ પટ; કરી
એ અહંકારી,ની પ્રાશીઆરી, છે જાનારી, હટ હટ હટ,
એ અવિચારી, મૂર્ખ વિહારી, છે શૃંગારી, શઠ શઠ શઠ,
એ તકરારી, તણી ખુમારી, દીયો વિદારી, તટ તટ તટ
ગદા પ્રહારી, દ્યો સંહારી, ગર્વ ઉતારી, હાં ચટપટ.

સીતા— ૫૫

રહી લંક દુઃખમાં દુઃખીઆરી હાય અતિ લાચારી; રહી૦
દુષ્ટ દમન સઉ સહન કર્યું મેં
દર્શન આશે જીવન ધારી અતિ લાચારી, રહી૦

સર્વ— ૫૬

રોપ આ, દોષઆ, રે ઘટેના પ્રભુજીરે,
સતીપર શંકા આતે શું વિભુ;
પુષ્પ પરેશું અસીધાર હાય;
આ શું કલંક મૂકો નિઃશંક જે કદિ ન્હોય,
વિચારોજી વિચારોજી વિચારોજી રે દયાળું. રોપ૦

આકાશવાણી— ૫૭

સીતા સમ સાધવીની, અવગણના કર નહિ પુત્ર પ્યારા;
કર અનુંગ્રહ કર ગ્રહી લે, પુર્ણાંશે છે પવિત્ર તુજ દારા.

સીતા— ૫૮

પ્રેમથી વધાવું, સ્વામી અતિ હરખાઉં, આજ આનંદ આનંદરે,
મનમાં હુલાઉં, મારા દિલમાં ફુલાઉં, હાશ પામી હું રામ, મારા સુખ કંદરે
રામ—આવો રસીલીજી, આવો છબીલીજી, આવો નવેલી રાખું
હૃદે મોઝારરે.
સીતા—ભાગ્યશાળી ગઇ દર્શન પામી હવે મુકુંન જીવન આધાર. પ્રેમ૦

૬૦

રઘુકુળ મણી જય જય જય વિજય ભર્ત ભ્રાતા,
જય દશરથ નયનાનંદ શાન્તિ સુખ દાતા; રઘુ૦
અહલ્યા ઉદ્ધારક જય, ત્રીશીરા તારક જય,
જય જય જય સતિ સીતા પતિ ગુણુ જ્ઞાતા. રઘુ૦

—

૬૧

ધન ધન આજ હરિતેં નિભાવી, સુખ દુઃખ કેરૂં ચક્ર ચલાવી
ધરમ વિજયને બતાવી, ધન૦
મણુ—હવે ચાલો સત્વર સ્વભૂમિ ભણી,
ત—સ્નેહમથી માને મળીએ,
—વલખાતી વિયોગે વધાવશે,
આનંદનાં આંસું વરસાવી ; ધન૦

ાષ્ટ—

૬૨

જગત માયા ઉપજાવે મોહ,
લાલચમાં લપટાવે ભારે,
પાડે સ્નેહમાં દ્રોહ. જગત૦
કથીર જણાવે રૂપા સમને,
સુવર્ણુ દેખે લોહ, જગત૦
ટળશે કળીમાયાદુર થાતાં
બાળકડાંનો વિછોહ જગત૦

રાણી—

૬૩

આનંદાઇને, હરખાઇને, મલકાઇને,
સીતા રામ સહી, ચાલો મીઠડાં લઇ, ખુબ ખુશી થઇ, છલકાઇને

આ૦

દર્શન થશેરે રામ સીતાના, દુ.

સુખી થયાં ને સતોષી પ્રજા ખુશાલી ઘેર ઘેર રાજે, ૭

ગાઓ નાચો ગાઓ નાચો ગાવો નાચો,

ધમ ધમ ગમ ધની સમધનીસા મધનીસા ગસાનીધ મગ,

મધની ધમગ પરેસા રે ગમ પધની સારે સાની ધપમપઆ.

પગરેસા ગમ ગમ ગરેસા આનં૦

વારાંગના — ૬૫

અનાથના નાથ રઘુનાથ રણધીર પ્રભુ,

કષ્ટ ભીડ હરન ર, પ્રતાપ અમાપ વિભુ ;

સાથ જાનકિ વિખ્યાત, સતિ શિરોમણિ નાથ

અજર અમર આપ શરણુ ઇચ્છે છે સઉ. અનાથ૦

